પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્ર
ગુજરાત વિદ્યાપીઠ

## નવજાગરણ

# મહિલા વાચનમાળા

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ · ૩૮૦૦૧૪

# અંક

| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૧ | ૬૧ | ૭૧ | ૮૧ | ૯૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૨ | ૬૨ | ૭૨ | ૮૨ | ૯૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૩ | ૬૩ | ૭૩ | ૮૩ | ૯૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૬૪ | ૭૪ | ૮૪ | ૯૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૫ | ૬૫ | ૭૫ | ૮૫ | ૯૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૬ | ૬૬ | ૭૬ | ૮૬ | ૯૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ | ૬૭ | ૭૭ | ૮૭ | ૯૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૮ | ૬૮ | ૭૮ | ૮૮ | ૯૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ | ૫૯ | ૬૯ | ૭૯ | ૮૯ | ૯૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ |

| 1 | 2 | 3 | 4 | 5 |
|---|---|---|---|---|
| 6 | 7 | 8 | 9 | 10 |

## પ્રાસ્તાવિક

ભારત સરકારે દેશનાં નિરક્ષર રહેલાં પ્રજાજનો લખી-વાંચી શકે, એટલું જ નહીં પણ સામાજિક જાગૃતિ કેળવી પોતાનો વ્યાવસાયિક વિકાસ સાધી શકે એવા ઉમદા ધ્યેય સાથે દેશભરમાં પ્રૌઢશિક્ષણનો પાંચવર્ષીય કાર્યક્રમ અમલનાં મૂક્યો. આ લોકજાગૃતિની ઝુંબેશને ઉપાડી લઈને ગૂજરાત વિદ્યાપીઠે આ કાર્યક્રમ તરત જ વ્યવસ્થિત રીતે શરૂ કરી દીધો અને પ્રૌઢોને શીખવવા માટે જરૂરી સાહિત્ય ઝડપથી ઉપલબ્ધ બને એ માટેના પ્રયાસો આરંભ્યા.

પ્રૌઢ ભાઈબહેનો માટેનું સાહિત્ય અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરતાં બાળકોના સાહિત્ય કરતાં જુદા પ્રકારનું હોય એ આવશ્યકતાનો સૌકોઈએ સ્વીકાર છે જ. આમ છતાં એ માટેની સામગ્રી તૈયાર કરવાનું કામ સરળ નથી. નવજાગરણ વાચનમાળા એ પ્રૌઢોની જરૂરિયાતો અને સમસ્યાઓનો અભ્યાસ કર્યા પછી લખાઈ છે. વળી આ કાર્ય કોઈ એક વ્યક્તિ દ્વારા ન થતાં એક જૂથ દ્વારા વિચારવિમર્શને અંતે થયું હોઈ ઘણાની સમજનો અને અનુભવનો લાભ આ પુસ્તકને મળ્યો છે.

નિરક્ષરતા નાબૂદીની સાથે સાથે સમાજનું નવનિર્માણ, ગ્રામવિકાસ, અસ્પૃશ્યતાનિવારણ, ખેતીનો વિકાસ, ગ્રામોદ્યોગ, પંચાયતીરાજ, સહકારી પ્રવૃત્તિ, આરોગ્ય, સફાઈ, સ્વાવલંબન, કુટુંબકલ્યાણ વગેરે બાબતો પણ પ્રૌઢશિક્ષણના ઉદ્દેશો રહ્યા છે. આ વાચનમાળાનો પ્રત્યેક પાઠ આ ખ્યાલ લક્ષમાં રાખીને તૈયાર કરવામાં આવ્યો છે એ એના વિષયો અને તેમાંની સામગ્રી પરથી સ્પષ્ટ જોઈ શકાય છે.

પ્રૌઢશિક્ષણ નિદેશાલય – નવી દિલ્હી તરફથી પાઠ્યપુસ્તક રચનાના નિષ્ણાત શ્રી જી. વી. ભક્તપ્રિયની ઉપસ્થિતિમાં યોજાયેલી કાર્યશિબિરમાં સૌ પ્રથમ નવજાગરણ વાચનમાળાની અજમાયશી આવૃત્તિ તૈયાર કરવામાં આવી હતી. એ પછી આ વાચનમાળાની રચના અને સામગ્રી પરત્વે અનેક કેળવણીકારોનાં આવેલાં સૂચનોને લક્ષમાં લઈ સર્વશ્રી પુરુષોત્તમભાઈ અં. પટેલ, રમાબહેન દેસાઈ, ઈલાબહેન નાયક અને સોમાભાઈ પટેલની બનેલી સમિતિએ આ પુસ્તક તૈયાર કર્યું. એ જ રીતે નવજાગરણ મહિલા વાચનમાળા પણ તૈયાર કરવામાં આવી છે. બહેનોના લગતા પ્રશ્નો અને જરૂરિયાતની વિશેષતા આ વાચનમાળામાં લક્ષમાં લીધાં છે, જેવા કે પરિવાર કલ્યાણ, સ્વચ્છતા, શોષણમાંથી મુક્તિ, બાળઉછેર, આરોગ્યની સાચવણી, તથા ગૃહઉદ્યોગની તાલીમ વગેરે.

ગુજરાતનાં નિરક્ષર બહેનોને આ પુસ્તક અત્યંત ઉપયોગી થશે એવી આશા છે. સૌ લેખકોને હું અભિનંદન આપું છું.

તા. ૧–૧–૧૯૮૧<br>
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪

ડાહ્યાભાઈ નાયક<br>
કુલનાયક

આ વાચનમાળા તૈયાર કરવામાં નીચેનાં ભાઈબહેનોનો સહયોગ મળ્યો છે :

**શ્રી પુરુષોત્તમ અં. પટેલ** • **શ્રી રમાબહેન મ. દેસાઈ**
**શ્રી ઇલાબહેન છ. નાયક** • **શ્રી સોમાભાઈ વી. પટેલ**

ડૉ. ઉષાબહેન જોષી
શ્રી મંદાકિની શાહ
શ્રી મણિભાઈ પટેલ
શ્રી ડૉ. યશોમતીબહેન પટેલ
શ્રી તારાબહેન પટેલ
શ્રી નીરુબહેન દરજી

ચિત્રકાર
શ્રી ગજેન્દ્ર શુકલ

મુદ્રક અને પ્રકાશક
જિતેન્દ્ર ઠા. દેસાઈ
નવજીવન મુદ્રણાલય,
અમદાવાદ-૩૮૦૦૧૪


ચૌદમું પુનર્મુદ્રણ ૫૦,૦૦૦ માર્ચ ૧૯૮૯

કુલ પ્રત ૫,૨૫,૦૦૦

કિંમત ૨.૫૦

## નવજાગરણ મહિલા વાચનમાળા વિશે કંઈક

નિરક્ષરતા-નિવારણનો દેશવ્યાપી કાર્યક્રમ અમલી બનતાં જુદા જુદા પ્રદેશોમાં વસતા અને જુદા જુદા વ્યવસાયો કરતા પ્રૌઢો માટે વિવિધ પ્રકારની વાચનમાળાઓની અને અન્ય સામગ્રીની અનિવાર્યતા ઊભી થઈ. ગૂજરાત વિદ્યાપીઠે આ કાર્યક્રમને લોકજાગૃતિની ઝુંબેશના ભાગરૂપે ઉપાડી લઈ પ્રૌઢોના શિક્ષણ માટે જરૂરી સાહિત્ય ઉપલબ્ધ બને એ દિશામાં વ્યવસ્થિત પ્રયાસો આરંભ્યા. પ્રૌઢોનું સાહિત્ય તેમનાં જીવન અને વ્યવસાયો સાથે સુસંગત હોય તો જ તે નિરક્ષરતા-નિવારણ ઉપરાંત પ્રૌઢોની સામાજિક જાગૃતિ અને તેમના વ્યાવસાયિક વિકાસને વધારે પ્રતિપ્રેરક બની શકે એ સ્પષ્ટ ખ્યાલ સાથે અગાઉ પ્રૌઢો માટે "નવજાગરણ પ્રૌઢ વાચનમાળા" તૈયાર કરવામાં આવી, જેને ગુજરાતભરનાં પ્રૌઢશિક્ષણકેન્દ્રો તરફથી અસાધારણ આવકાર સાંપડ્યો.

આ 'મહિલા વાચનમાળા'ની રચના પણ આ સ્પષ્ટ દૃષ્ટિ સાથે કરવામાં આવી છે. આ વાચનમાળામાં પ્રત્યેક પાઠનું વિષય-વસ્તુ, તેમાં આવતાં મૂળાક્ષરો, સ્વર-સંજ્ઞાઓ અને શબ્દો નીચે મુજબના ચોક્કસ દૃષ્ટિબિંદુ સાથે યોજાયાં છે :

**પાઠનું વસ્તુ :**

આ વાચનમાળાના પાઠનું વસ્તુ પસંદ કરતી વખતે નીચેની બાબતો લક્ષમાં રાખી છે :

- મહિલાઓની જરૂરિયાતો
- તેમના વ્યવસાયો અને તેના પ્રશ્નો
- તેમનાં હક્ક અને ફરજો
- તેમનાં રસ અને રુચિઓ
- નારી-સમાજની જાગૃતિમાં ઉપકારક બાબતો
- નારીજીવનની રોજબરોજની કૌટુંબિક – વ્યાવહારિક સમસ્યાઓ.

નારીસમાજમાં તેમના પ્રશ્નો અંગે સજાગતા આવે અને તેમનાં હક્કો અને ફરજો પ્રત્યે સભાનતા કેળવાય એ ઉદ્દેશને લક્ષમાં રાખી આ વાચનમાળાના પાઠોનું આયોજન થયેલું છે, એ વિહંગ દૃષ્ટિએ જોતાં પણ સહેજે લક્ષમાં આવશે. આરંભના પાંચ પાઠો કૌટુંબિક જીવન અંગે છે. એ પછીના ચાર પાઠ (પાઠ ૬થી ૯) સફાઈ, ખોરાક અને આરોગ્ય વિશે છે. પાઠ ૧૦થી ૧૩ નારીજીવન સાથે સુસંગત હોય તે રીતે સહકાર, બાળલગ્ન-નાબૂદી, વેઠપ્રથા-નાબૂદી, બાળઉછેર, વહેમ અને અંધશ્રદ્ધા-નિવારણ, કુટુંબ-કલ્યાણ, મહિલાસંસ્થાઓ અને સમૂહ-જીવન વગેરે અંગે છે.

**મૂળાક્ષરો, સ્વરસંજ્ઞાઓ અને શબ્દો :**

વાચનમાળાના દરેક પાઠના શીર્ષકમાં જ મહદંશે તે પાઠમાં આવતા નવા વર્ણોનો સમાવેશ થઈ જાય છે. પ્રત્યેક પાઠમાં નવા મૂળાક્ષરો અને સ્વરસંજ્ઞાઓની સંખ્યા મોટે ભાગે ચારથી વધે નહીં તેવો ખ્યાલ રાખ્યો છે, જેથી પ્રૌઢો પર નવા અક્ષરો અને સ્વરસંજ્ઞાઓ શીખવાનો વધુ પડતો બોજ ન પડે.

આ વાચનમાળામાં અ, ા, િ, ી, ુ, ૂ, ે, ૈ, ો અને ૌ, સ્વરસંજ્ઞાઓ આપી છે. એ સાથે આ, એ, ઐ, ઓ, અને ઔ સ્વરસંજ્ઞાઓ અલગ આપવાનું અનિવાર્ય ન જણાતાં આપી નથી. વર્ગસંચાલક આપેલી સ્વરસંજ્ઞાઓના આધારે તેમનાં ઉચ્ચારણ અને લેખનમાં યોગ્ય ઉપયોગ શીખવશે. ઋ સ્વરસંજ્ઞા તેમ જ ઙ્, ઞ્, અને ષ્ એ વર્ણોનો સમાવેશ કરવાનું અહીં જરૂરી લાગ્યું નથી.

પ્રત્યેક પાઠમાં નવા મૂળાક્ષરો ઉપરાંત અગાઉના પાઠમાં લીધેલા મૂળાક્ષરોનું દ્રઢીકરણ થાય તે રીતે પાઠોની રચના કરી છે.

**ચિત્રાંકન :**

ચિત્રોનુ આલેખન પાઠના વિષયવસ્તુને અનુલક્ષીને કરવામાં આવ્યું છે, એટલું જ નહીં વર્ગસંચાલક પાઠ શીખવતી વખતે પ્રૌઢશિક્ષણના સામાજિક ચેતનાના મૂળ ઉદ્દેશ સાથે ચર્ચાને સાંકળીને ચિત્રના સંદર્ભનો આશ્રય લઈ વિષયવસ્તુની ચર્ચાવિચારણા કરી શકે.

આ વાચનમાળાના સુવ્યવસ્થિત અને અસરકારક ઉપયોગ માટે વર્ગસંચાલકોને ઉપયોગી માર્ગદર્શન મળે તેવી નિદર્શનપોથી (Teachers' Handbook) ની આવશ્યકતાનો લેખકો સ્વીકાર કરે છે તે પણ તૈયાર થઈ ગઈ છે.

પ્રૌઢો માટેની આ નવજાગરણ મહિલા વાચનમાળાનું પ્રારંભિક આયોજન અને પાઠોના વિષયવસ્તુની રચના તા. ૩-૧-'૮૦થી તા. ૬-૧-'૮૦ દરમ્યાન યોજવામાં આવેલી કાર્યશિબિરમાં કરવામાં આવ્યાં હતાં. એ પછી આ વાચનમાળાની અજમાયશી આવૃત્તિ તૈયાર કરી ગુજરાતમાં પ્રૌઢશિક્ષણકાર્ય કરતી સો જેટલી સંસ્થાઓને તેમ જ ગુજરાતના કેળવણીકારો, ભાષાશિક્ષણના નિષ્ણાતો તથા આ ક્ષેત્રમાં સક્રિય રસ લેતા લેખકોને અવલોકન અને અભિપ્રાય અર્થે મોકલી આપી હતી. એમનાં સૌનાં સૂચનોને ધ્યાનમાં લઈ ચાર વ્યક્તિઓની બનેલી સમિતિએ જરૂરી સુધારા-વધારા કરી આ વાચનમાળાને આખરી સ્વરૂપ આપ્યુ છે.

પ્રૌઢશિક્ષણ વર્ગમાં આવતી મહિલાઓને અક્ષરજ્ઞાન અને વાચનકૌશલ પ્રાપ્ત થાય તે ઉપરાંત તેમની જરૂરિયાતો અને જાગૃતિના ઉદ્દેશને લક્ષમાં લઈ તૈયાર કરેલી આ વાચનમાળા તેમની અપેક્ષાઓ અવશ્ય સંતોષશે એવી શ્રદ્ધા છે.

—લેખકો

પાઠ ૧ પાઠ પહેલો

# લગન

નલ ગલ નગ

લગન ગલન

લગન
ગલ

# આ ઘર

આ ઘર

આ નર

આ નાર

આ નર નાર

| | | | |
|---|---|---|---|
| અગન | આગ | નાગર | ઘર |
| અગર | ગાર | ગાગર | ઘન |
| નગર | તાર | નાગ | અઘરા |
| | રાગ | ગાન | |

| અ | ઘ | ર | ા |
|---|---|---|---|

# આ માતા છે

| | | | |
|---|---|---|---|
| મગ | મગન | મેલ | માતા |
| મત | છગન | તેલ | રાતા |
| તલ | ગરમ | છેલ | ગામ |
| | અછત | ઘેન | માન |
| | | નેતા | નામ |

આ મા છે.
રતન ઘરઘર રમે છે.
રતન રમે, માને ગમે.
મગન નમે, માને ગમે.
મા રતનને ન મારે.
મા મગનને ન મારે.
મા તે મા.

| મ | ત | છ | ે |
|---|---|---|---|

# કમળાનાં બાળક

| | | | | |
|---|---|---|---|---|
| નળ | મળે | કમળ | રંક | એક |
| કળ | બકે | કનક | કંચન | બે |
| કાળ | રળે | કમર | કાળાં | છ |
| બળ | છળ | કળતર | નાળાં | બાર |
| બાળ | છાબ | | તાળાં | તેર |

કમળા ઘરમાં છે.

તે ઘરમાં કામ કરે છે.

મકન અને મેના એ બે કમળાનાં બાળક.

મકન રેતમાં રમે છે.

મેના એને મના કરે છે.

**૧, ૨, ૩, ૪, ૫**

| બ | ળ | ક | ાં |
|---|---|---|---|

# અમારું ભોજન

| | |
|---|---|
| જતન | ભેળ |
| અજબ | જુગ જુગ |
| મગજ | જુવાર |
| ભજન | કુંભ |
| જાળ | જાંબુ |
| ભગત | જોબને |
| ભરત | કોળું |
| ભારત | ભાગોળ |
| ભાળ | ભોળું |

ભાત જમો.
મગ જમો.
મગ ભાતનું અમારું ભોજન.

જાર, ભાત અને મગ એ અમારાં અનાજ.
કોળું, કારેલાં અને ગલકાં ભોજનમાં લો.
કેળાં, બોર અને જાંબુ અમને ગમે.
ગોળ અને મમરા બાળકને ગમે.
બાળકને ગાજર અને આમળાં ગમે.

# ઘરની સફાઈ

| | | | |
|---|---|---|---|
| | | ઈજત | બાજરી |
| તાસક | ફરાળ | ઈસ | સાસરી |
| રસી | ફકીર | ઈસુ | ફાકી |
| કાંસું | ફાનસ | ઈંટ | ચાવરી |
| છાસ | સીતાફળ | જમાઈ | |

ઘરની સફાઈ કરીએ.
ફળીની સફાઈ કરીએ.
ગામની સફાઈ કરીએ.

અમે તાંસળી અને ગાગર સાફ કરીએ.
અમે જુવાર અને બાજરી સાફ કરીએ.
અનાજ સાફ કરીને રસોઈ કરીએ.
છોકરાંનાં નાક અને કાન સાફ રાખીએ.

ઘર સાફ, ગામ સાફ, તો રોગ ભાગે.
સફાઈમાં આળસ ન કરીએ.
રોજ રોજ સફાઈ કરી સારાં રહીએ.

૬, ૭

# ઘર આંગણે ઓસડિયાં

| | | | | |
|---|---|---|---|---|
| ડમરો | ગાય | માળિયું | કરેણ | ઇલાજ |
| ડુંગળી | નિયમ | મીણિયું | રીંગણ | ઇનામ |
| રાબડી | યજમાન | ભાણિયો | લસણ | ઈમારત |
| બિલાડો | તરિયો | ઓસડિયું | ચણિયો | ઈમાન |

અમારે આંગણે તુલસી ને લીમડો,

ભાંગરો ને આકડો,

ગુલાબ ને ડમરો,

કરેણ ને બીલી.

અજમાની ફાકી, રોગ જાય ભાગી.

કડુ ને કરિયાતું, તન કાજે સારું.

ડુંગળી ને કેરી, ગરમીમાં લાગે સારી.

લસણ ને ડુંગળી ઘણી કામની.

તાજી ભાજી, અમને કરે રાજી.

# ગામનું દવાખાનું

| | | | |
|---|---|---|---|
| ખલ | દાતણ | વટાણા | ચાર |
| ખાંડણિયું | દાદીમા | વાસણ | ચાળણી |
| વખત | દરિયો | સુવાવડ | વિચાર |
| લખવું | દાયણ | સરગવો | ચાંચડ |

બાળકના દાંત સાફ કરીએ.

બાળકને રસી મુકાવીએ.

બી. સી. જી. રસી ખાસ મુકાવીએ.

સુવાવડમાં દવાખાને દાખલ થઈએ.

નાક ગળે તો તુલસી-મરીનો કાવો લઈએ.

માંદા પડીએ તો દવાખાને જઈએ.

દિવસ રહે તે વખતે આનંદી રહીએ.

સાદો ખોરાક ને સારી આદતો આપણાં તનમન સુખી રાખે.

આપણે સુખી, ગામ સુખી, તો સુખ જ સુખ.

| દ | વ | ખ | ચ |
|---|---|---|---|

# ગાયનું દૂધ પચે

ગાય આપણી માતા છે.
ગાયની સંભાળ લઈએ.
રોજ સારું ખાણદાણ દઈએ.

વાછરડાને ધવડાવીએ.
ગાયને પાનો ચઢે.
તે વધારે દૂધ આપે.

ગાયના છાણનો બીજો લાભ-ગોબરગેસ.
ગોબરગેસ સોંઘો અને સરળ પડે.
ધુમાડાની પીડા જાય અને સારું ખાતર પણ મળે.

ગાયનું દૂધ બાળકને પચે.
બાળક નીરોગી બને.
દૂધ મેળવીએ, માખણ ઘી બનાવીએ.

ઘેર ઘેર ગાય, ઘેર ઘેર દૂધ,
ઘેર ઘેર ગેસ, ગામ ગોકુળિયું બને.

| | |
|---|---|
| ધજા | કૂબો |
| ધમણ | મૂળો |
| ધીરજ | પૂજા |
| ધૂપસળી | ધૂપ |
| પતંગ | ઊન |
| પીળિયો | ઊંચકવું |
| પિચકારી | ઊંચું |
| પંખી | ઊભરો |

| ધ | પ | ઊ | |
|---|---|---|---|

# ઝાઝા હાથે ઝાઝા કામ

ઝભલું   હાલરડું   મેથી

ઝાડુ   હુલામણું   થપલાં

ઝૂમર   હિસાબ   થીંગડું

ઝાંપો   હાંડલી   પથારી

અમારા ગામમાં મહિલામંડળ છે.
તેનું સંચાલન ઝમકુબા કરે છે.
ઝમકુબાની દોરવણી નીચે બધાં હળીમળીને કામ કરે.
મહિલામંડળમાં ઘણાં કામ થાય છે.
પાપડ વણાય અને વડી પણ થાય.
ચોખાની સેવ પણ થાય.
મસાલા ખંડાય અને જાતજાતનાં અથાણાં થાય.
સીવણના સંચા પણ છે. બહેનો સંચાથી કપડાં સીવે, ઝભલાં સીવે.
અંબરચરખો પણ છે. જેને ફાવે તે અંબર કાંતે.
આ બધું કરીને બહેનો રોજી મેળવે છે. રોજીમાંથી બહેનો બચત કરે.
મંડળમાં બધાં ભેગાં મળી કામ કરે.
ઝડપથી કામ થાય, કામનો ભાર હળવો થાય.
ઝાઝા હાથે ઝાઝાં કામ.

# ઢોલ પિટાયો ઢૂકડો

| | | | | |
|---|---|---|---|---|
| ઢગલો | શેઢો | પટારો | ઝટપટ | જ્ઞાતિ |
| ઢેબરું | વાઢિયા | ટીપું | પોટલું | અજ્ઞાન |
| ઢોલ | દાળઢોકળી | ટાણું | ધૂળેટી | અવજ્ઞા |
| વાઢ | ઢીંગલી | ટામેટાં | | વિજ્ઞાન |

રાત પડી ને ગામમાં ઢોલ પિટાયો. ઢમઢમ ઢમઢમ ઢમઢમ. ઢોલ સાંભળી સહુ ઘરની બહાર ગામના ચોકમાં ભેગાં થયાં. સહુને કુતૂહલ થયું. ઢોલ ઢૂકડો કેમ પિટાયો? હાલો, તપાસ કરીએ.

એટલામાં બાળસેના દોડતી-કૂદતી આવી. તેણે વધામણી આપી. "મઝા પડી, ભાઈ મઝા પડી. ગામને ગોંદરે ઢીંગલીના ખેલ. ખાઈને ઝટપટ પહોંચી જઈશું."

નાનાં-મોટાં સહુ ખેલ જોવા ગયાં. ઢીંગલીનો ખેલ ચાલુ થયો. ગીત સંભળાયું, "દીકરી તો પારકી થાપણ કહેવાય......"

ખેલમાં લગન લેવાતાં હતાં. પાંચ વરસની ટીની બહેનનાં આઠ વરસના કાના સાથે લગન લીધાં. ઢોલીએ તાનમાં આવીને જોરશોરથી ઢોલ પર દાંડી ઝીંકી. પિપૂડી પણ જોરથી વાગી. નગારાં પણ સંભળાયાં.

બરાબર રંગત જામી. તે જ વખતે ટીનીનો ભાઈ દેબર સમાજ-સેવિકા ઝવેરબહેનને લઈને મંડપમાં દાખલ થયો. ઝવેરબહેન વરવધૂને જોઈ મૂંઝાયાં. ટીનીના બાપને વાત કરી, "ભાઈ આ તો ભારે કરી. દીકરીને ભણાવવાની વયે પરણાવાય? દેબરભાઈની વાત તમે ન માની. અઢાર વરસ પહેલાં છોકરી અને એકવીસ વરસ પહેલાં છોકરાને પરણાવીએ તો બાળલગન કહેવાય. તમે સરકારના ગુનેગાર થયા."

"લગન તો થયાં. હવે શું કરવું?"

ઝવેરબહેને સલાહ આપી, "તમારી દીકરી અઢાર વરસની થાય પછી સાસરે વળાવજો. હમણાં તમારી પાસે રાખી ભણાવો. અને હા, થયું તે થયું, પણ હવેથી બાળલગન નહિ થાય એવું પણ લો."

બધાંએ ઝવેરબહેનની વાતમાં હા ભણી અને પણ લીધું. ખેલ જોનારા પણ બોલતા ગયા, "અમે પણ બાળલગન નહિ કરીએ."

# વૈતરું શાને ?

| | | | | |
|---|---|---|---|---|
| શરદી | શિખડ | મીઠું | ઠેલણગાડી | વૈશાખ |
| શણગાર | શાકભાજી | બાસઠ | પૈઠણ | રવૈયા |
| પડોશ | ઠપકો | ઠાઠમાઠ | છૈયો | શેઠાણી |

રામૈયા નામે ગામ. વિધવા મીઠીબહેન આ ગામમાં રહે. શાણી અને શામળ એ બે એમનાં બાળકો. છોકરાં ખાતર મીઠીબહેન ઘણું દુઃખ વેઠતાં. કોઈનું દળણું, કોઈનું પાણી ને કોઈનાં વાસણકૂસણ કરે.

દિવસો જતાં શાણી મોટી થઈ. માને દીકરી પરણાવવાની ચિંતા પેઠી. ઠામઠેકાણું તો મળે પણ પૈઠણ આપવા પૈસા જોઈએ તેનું શું?

મીઠાબહેન વિચાર કરીને ગયાં શેઠને ઘેર. મીઠીબહેને પૈસા ભરાય તેટલો વખત પોતે શેઠના ઘરનું કામ કરવાની વાત મૂકી. શેઠાણી અને તેમની દીકરીને આ વાત ગમી ગઈ. મીઠીબહેને આડસો રૂપિયા લઈ દીકરીને પરણાવી સાસરે વળાવી.

આજે મીઠીબહેન પાંચ વરસથી એ ઘરનું વૈતરું કરે છે. રૂપિયા પાછા આપે તો જ શેઠના વૈતરામાંથી છૂટે. પણ પૈસા ભરવા શી રીતે?

વરસો જતાં શામળ ભણીને ઘેર આવ્યો. તેને થયું કે મારી માને આ વૈતરું શાને? શામળ શેઠ પાસે ગયો. માના પગારની માગણી કરી. શેઠ તો રાતાપીળા થઈ ગયા. શામળ પાસે શેઠે તેની માએ લીધેલા આડસો રૂપિયા અને તેના વ્યાજની માગણી કરી.

શામળને દેવાંનાબૂદીના કાયદાની ખબર હતી. પોતે કાયદાની મદદ લેશે એવી શેઠને ચેતવણી આપી. શેઠ સમય પારખી ગયા. મીઠીબહેનને મૂગાં મૂગાં બધો પગાર ચૂકવી દીધો.

શામળના ભણતરે પોતાની માને વૈતરામાંથી છોડાવી, શામળને સારી નોકરી મળી. મા-દીકરો સુખી થયાં.

ઠ શ ે

# ઝાડ સૌને ઉપયોગી

| | | | | |
|---|---|---|---|---|
| ઉઘાડ | ઉનાળો | ગૌચર | પૌંઆ | શિક્ષક |
| ઉછેર | ઉંબરો | કૌવત | નૌકા | પક્ષી |
| ઉડાઉ | વગડાઉ | મૌખિક | ચૌટું | પરીક્ષા |
| કમાઉ | કામચલાઉ | ગૌતમ | કૌશિક | ક્ષમા |

ઝાડ તો સૌને ઉપયોગી. ઝાડનો મીઠો છાંયો મળે અને ઠંડો પવન પણ મળે, પંખીને માળો બાંધવા જગા મળે, આપણી આંખને હરિયાળી વનરાજી ઠારે.

ચાલો, ફળિયામાં લીમડો વાવીએ અને ઉછેરીએ. ઉનાળામાં લીમડાનો છાંયો શીતળ લાગે. બાળકો લીમડાના છાંયે રમે. ચૈતર મહીને લીમડે ફૂલ આવે. લીમડાનાં પાન અને ફૂલનો રસ પિવાય. એનાથી તાવતરિયો ભાગે.

ગામને પાદરે વડ ઉગાડીએ. વડ આપણને ખૂબ ઉપયોગી. વડ વાટે જનારને વિસામો આપે. વડવાઈએ છોકરાં હીંચે, ઢોરઢાંખર વડના છાંયે બેસી વાગોળે. ગામનું ગૌરવ વડ.

ખેડૂતોને ઝાડ વહાલાં. ઝાડ વધારે વરસાદ લાવે. એનાથી પાક મબલખ પાકે. ઝાડ હોય તો ફળફૂલ મળે, લાકડું અને કોલસો મળે. રાચરચીલું ઝાડના લાકડામાંથી બને. ઝાડનાં ફળને ફૂલ, છાલ ને મૂળ બધું જ ઉપયોગી.

દેશની હાકલ ઝીલીએ. એક જૂનું ઝાડ કાપીએ તે પહેલાં બે નવાં ઝાડ વાવીને ઉછેરીએ. વાવેલાં ઝાડનું જતન કરીએ.

# બાળઉછેર

મેના પરણીને સાસરે આવી. ઘરમાં મોટું-નાનું કોઈ નહીં. મેના અને મેનાનો વર મોહન. એમનો ઘરસંસાર સુખી હતો.

વખત જતાં મેનાને અઘરણી આવી. દિવસો રહે એટલે ખાવા-પીવામાં, હરવા-ફરવામાં અને સૂવા-બેસવામાં શી કાળજી લેવી એ મેનાને કોણે શીખવ્યું હોય? બાળઉછેરનું જ્ઞાન એને ક્યાંથી હોય?

પૂરે મહિને મેનાને રૂપાળો દીકરો જનમ્યો. નામ પાડયું ભૂટિયો. એક દિવસ ભૂટિયાને તાવ આવ્યો. એ રડયા જ કરે. મેના મૂંઝાઈ ગઈ. મોહન પણ શું કરે?

છેવટે થાકીને મોહન પાનીમાને બોલાવી લાવ્યો. પાનીમાએ ભૂટિયાને ખોળામાં લીધો કે તરત બોલ્યાં : આ તાવ પેટના ભરાવાનો છે. મેના વહુ, ઘસારામાં શું આપે છે? મેનાને તો ઘસારો શું એ જ ખબર નહિ.

પછી પાનીમાએ થેલીમાંથી હરડે કાઢી. પાણી સાથે ઘસી ભૂટિયાને પાઈ દીધી. તેની ડૂંટીમાં હીંગ ભરી. આકડાનાં પાન મંગાવ્યાં. તેની લીસી બાજુએ દિવેલ લગાડયું. અંગારા પર શેકયાં. પછી ઝીણા કપડામાં મૂકી ભૂટિયાને પેટે બાંધી દીધાં. થોડી વારમાં ભૂટિયો રડતો બંધ થયો. પાનીમાના ખોળામાં ઊંઘી ગયો.

મોહન અને મેના રાજી થયાં. પાનીમાએ જતાં જતાં શિખામણ આપી : બાળક તો કુમળું ફૂલ. એનું જેટલું જતન કરીએ એટલું ઓછું. જરૂર પડે તો મને બોલાવજો. આવતાં વાર થાય તો આરોગ્યકેન્દ્રમાં પહોંચી જજો.

જ્ય - જ્યાં

ડ્ય - પડ્યો, ચડ્યો, રડ્યો

હ્ય - રહ્યા, કહ્યું

ન્મ્ય - જન્મ્યો

ક્ય - ક્યારે

વ્ય - લાવ્યો, આવ્યો, સમજાવ્યુ

ધ્ય - બાંધ્યો

ખ્ય - રાખ્યું

ફ઼ - ભફ઼ી

# વહેમમાંથી છૂટયાં

રાતનો સમય હતો. ગંગાબહેન બહેનોને ભણાવી ઘેર જવા નીકળ્યાં હતાં. એટલામાં એમણે ડાકલાનો અવાજ સાંભળ્યો. ગંગાબહેન એ દિશા તરફ ગયાં. જોયું તો લોકોના ટોળાની વચ્ચે ભૂવો ધૂણતો હતો. તેની સામે કંકુ છૂટા વાળે બેઠી હતી. તેનું શરીર ફીકું હતું અને તે ખૂબ ધ્રૂજતી હતી. ભૂવો ધૂણતો ધૂણતો હોકારા પાડતો હતો.

ગંગાબહેન ખૂબ હિંમતવાન હતાં. કંકુની આવી દશા જોઈ તે ભૂવા પાસે પહોંચી ગયાં અને મોટા અવાજે બોલ્યાં : " અરે ઓ ! આ છે શું ? કંકુને તારે મારી નાખવી છે ? તારું ધતિંગ બંધ કર. ઊભો થા અને ભાગ અહીંથી. "

ભૂવો આંખો કાઢી બોલ્યો, " આઘી ખસ, તું કોણ છે ?. માતાજી તારું ધનોતપનોત કાઢશે. " કંકુની જેઠાણી પણ કહેવા લાગ્યાં, " અરે ગંગાબહેન ! આને તો વળગાડ છે. એ તો આ ભૂવો જ કાઢશે. "

ગંગાબહેન બધાં તરફ જોઈ બોલ્યાં, " અરે, ભૂત કેવું ને પલીત કેવું ? એ તો બધા તમારા મનના વહેમ છે અને વહેમનાં તે વળી ઓસડ હોય ? વળગાડના નામે આવા ઢોંગી ભૂવાઓ તમને લૂંટે છે. ચાલો આપણે કંકુને દવાખાને લઈ જઈએ. એને દવાથી જરૂર સારું થઈ જશે. "

કેટલાંક લોકોને ગંગાબહેનની વાત સાચી લાગી. તે આગળ આવ્યાં. ભૂવો ગંગાબહેનનો મિજાજ જોઈ ચીપિયો ખખડાવતો ચાલતો થયો. ગંગાબહેને કંકુની પીઠ પર હાથ ફેરવ્યો અને બોલ્યાં : " કંકુબહેન, તમે જરાય ગભરાતાં નહીં. તમને કંઈ જ રોગ નથી. હમણાં સારું થઈ જશે.

બન્યું પણ એવું જ. દાકતરની દવાથી કંકુબહેન બીજા જ દિવસે સારાં થઈ ગયાં અને કામે વળગી ગયાં. ગામની બીજી બહેનોને પણ થયું કે ભૂત કે વળગાડ જેવું કંઈ હોતું જ નથી. ગંગાબહેને આ રીતે ધીમે ધીમે ગામને વહેમમાંથી છોડાવ્યું.

# ચંપાના દુખનો ઉપાય

મંદાબહેન – જયાબહેન કેમ નહીં આવ્યાં? રોજ ખૂબ ઉત્સાહ બતાવનાર પોતે જ આજે કેમ નહીં આવ્યાં?

ગીતાબહેન – અરે બહેન, વાત શું કરું? એની દીકરી ચંપા ઘેર આવી.

તારાબહેન – કઈ? પેલી ગયા મહિને પરણાવી હતી ને?

યશુબહેન – હા, હા, એ જ.

મંદાબહેન – બહેન, વાત કરવા જેવી જ નથી. ચંપાનો વર મૂઓ રાક્ષસ છે રાક્ષસ. રોજ રાતે દારૂ પીને આવે છે. બિચારી ફૂલ જેવી ચંપાને મારઝૂડ કરે છે. વધારામાં તેની પાસેથી ઘરેણાં ઉતરાવી લઈ લીધાં અને બધી જણસો તેણે વેચી મારી છે. ચંપા બિચારી ચાર દિવસ પહેલાં લાગ જોઈને જીવ બચાવવા મા પાસે નાસી આવી.

મંજુબહેન – અરે બહેન, ચંપાની વાત તો કંઈ નથી. એને દુખ પડ્યું એના કરતાં મારી બહેન શાન્તિ ઉપર તો દુખનાં ઝાડ ઊગ્યાં હતાં!

ઉષાબહેન – હેં ! શું થયું હતું શાન્તિને મંગુબહેન ?

મંગુબહેન – મંદાબહેને ચંપાના દુ:ખની જે વાત કરી તે બધું દુ:ખ તો શાન્તિને હતું જ. વધારામાં રોજ તેને આખા ઘરના કામનો ઢસરડો ખેંચી ભૂખ્યા પેટે સૂઈ જવું પડતું. તેની નણંદ અને સાસુ રોજ મેણાં–ટોણાં કરે એ તો વધારામાં. એક દિવસ તો તેને સળગાવી દેવાનો પેંતરો પણ રચેલો.

સવિતાબહેન – શાન્તિને દુ:ખ તો બિચારીને ઘણું પડ્યું પણ તેના સારા નસીબે શાન્તિના બનેવી સુધરેલા વિચારના સાંપડ્યા હતા. તેમણે જ્યોતિસંઘની મદદથી શાન્તિનાં સાસરિયાંને સમજાવ્યાં અને તેને વિકાસગૃહમાં દાખલ કરી. એક વરસ અભ્યાસ કરાવ્યા પછી શાન્તિનાં સાસરિયાંની સંમતિ લઈ તેને શિક્ષિકાની તાલીમ અપાવી. પછી તો તેને નોકરી પણ ઠીક મળી ગઈ અને તે કમાવા લાગી. હવે એ સૌને વહાલી લાગે છે અને બધાંનું તેના તરફનું વલણ સાવ બદલાઈ ગયું છે.

તરલિકાબહેન – અરે બહેન, તો પછી આપણે જયાબહેનને સલાહ આપીએ કે ચંપાને પણ તે આવી સંસ્થામાં દાખલ કરે, જેથી ચંપાના સંસારનું ગાડું ફરી પાટે ચઢી જાય અને તે સુખી થાય.

# હાલરડું

નીંદરે ભરી, ગુલાલે ભરી.
બહેનીબાની આંખડી નીંદરે ભરી.

નીંદરને દેશ બહેની નિત નિત જાતાં,
અવકાશી હીંચકાની હોડી કરી.........નીં૦

નીંદરની રાણીએ પૂછયું બહેન ને,
'દીકરી તું કયાંથી આવી ચડી?'.........નીં૦

બહેને કહ્યું, 'હું ઘરની છું દીકરી,
અવકાશી પંથેથી આવી ચડી'.........નીં૦

બહેનને આપી છે ફૂલડાંની માળા,
હાથમાં આપી છે ગુલની છડી..........નીં૦

# ઝાઝા છૈયે વધુ જંજાળ

ઝવેરબહેનનું આજે માથું ખૂબ દુખતું હતું તેથી એ સૂતાં હતાં. છોકરાં ખૂબ ધમાચકડી કરતાં હતાં. એવે ટાણે બહારગામથી આવેલા ધનસુખલાલ ઘરમાં દાખલ થયા. થોડી રાહ જોઈ પણ એમને બોલાવે કોણ? ગીતા અને ધનજી એકબીજા સાથે લડતાં હતાં. કૈલાસ રડતી હતી અને સંજુ એના ચાળા પાડતો હતો. એટલામાં ઝવેરબહેને ધનસુખલાલને જોયા. તે નછૂટકે ઊભાં થયાં. આવકાર આપતાં કહ્યું, "ધનસુખભાઈ, માઠું ન લગાડશો. તમને પાણીય આપવાનું ન સૂઝ્યું મને. આ ઘરમાં આટલાં બધાં છોકરાં છે પણ શું કામનાં? પાણીનુંય કોઈ પૂછે છે? શું કરીએ?"

ધનસુખલાલે હસતાં હસતાં કટાક્ષ કીધો, "ઝવેરબહેન! જે ઘરમાં છોકરાં ઝાઝાં તે ઘર આવું જ હોય."

ઝવેરબહેન કહે, "ભાઈ, ભગવાન દે એટલે પાળવાં જ પડે ને?

ધનસુખલાલ કહે, "અરે ઝવેરબહેન, આમાં ભગવાનને વચમાં શા માટે લાવો છો? વધારે બાળકો ઘરને નરક બનાવી દે છે, નરક. પણ આપણે માણસો સમજીએ તો ને?"

ઝવેરબહેન કહે, "ધનસુખલાલ, મારે તો ગીતા અને ધનજી આપીને ભગવાને મહેર કરી હતી, પણ પછી તો સૈજુ કૈલાસ અને... આપીને જાણે ભગવાને મારી ઉપર કોપ કીધો હોય એવું લાગે છે."

ધનસુખલાલ કહે. "બહેન, આ કોપ તો ભગવાને નથી કાવો. આ તો તમે હાથે કરીને વહોરેલો કોપ છે. શું સરકાર ગાંડી છે કે તે ઓછાં બાળકો માટે જાહેરાતો કરે છે? નાના કુટુંબ માટે અનેક યોજનાઓ તેણે ઘડી છે. કુટુંબનિયોજન અપનાવવામાં કશો ખરચ થતો નથી. આપણા ગામના દવાખાનામાં જઈ સલાહ લો અને એ પ્રમાણે વરતો. હજુય જાગો. જંજાળ વધતી અટકાવશો નહીં તો દુઃખના ડુંગર ખડકાશે."

# વહાલપની વાંસળી

જગમાં વાગી વહાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મારે ઓરડે.

સસરા મારા દિન ઊગમના સૂર્ય જો !
સાસુજી સવારની કુંકુમ વાદળી.

જેઠ મારા મહાજનના મ્હોવડિયા જો !
જેઠાણી સંસારની રૂમઝૂમ વ્હેલડી.

દિયર મારા સોળકળાના ચંદ્ર જો !
દેરાણી એ ચાંદલિયાની ચંદની.

નણદલ મારાં ફૂલફૂલ્યાં ફૂલવાડી જો !
નણદોઈ એ વાડીના રસિયા રાજવી.

વીર મારા અર્જુનનો અવતાર જો !
વીરી મારી સુખદુઃખ શોભિત જાનકી.

કુંવરી મારી આંબાડાળની કોયલ જો !
કુંવરો મારા મુજ આંબલિયે રમતા મોરલા.

પિયુજી મારા ભવસાગરનું નાવ જો !
એ નાવે હું અજબ સુકાની અલબેલડી.

ઘર મારું પ્રભુ ભર્યું મંદિરિયું જો !
ભાંડુ મુજ પ્રભુજીની પ્રગટ લીલાકલા.

જગમાં વાગી વહાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મારે ઓરડે.

— કવિ ન્હાનાલાલ

# કડવાં કારેલાં

કડવાં કારેલાંના ગુણ ન હોય કડવા હો,
કડવાં વચન ન હોય કડવાં હો રે.
છીણી છેદે ધાતુ કરવા વાટુડી,
કાતર કાપે ફરી સાંધવા હો રે;
સોની તાવે શુદ્ધ સુવરણ કરવા,
કુંભારી ગૂંદે માટી બાંધવા હો રે..... કડવાં૦
તપતા સૂરજ ખારાં જળ મીઠાં કરવા,
ચઢતા વંટોળ મેઘ ભરવા હો રે;
ધરતી ધૂણે હલકી કાયાને કરવા,
ધરતી કોપે પાપ હરવા હો રે;..... કડવાં૦
દુનિયાના રોગ દોગ દુઃખ મારે દિલ વસ્યાં,
માનવીના મેલ ઝાઝા નિરખ્યા હો રે;
કોયો ભગત કાઢે વચન કડવાં, ભાઈ;
કડવું સુણીને કોક હરખ્યા હો રે..... કડવાં૦

— સુન્દરમ્

## મકાન ગણીએ

## કલમ ગણીએ

# નાણાં ઓળખીએ

એક પૈસો

બે પૈસા

ત્રણ પૈસા

પાંચ પૈસા

એક રૂપિયો

દસ પૈસા

વીસ પૈસા

પચીસ પૈસા

પચાસ પૈસા

સો પૈસા

| છ | સાત | આઠ | નવ | દસ |
|---|---|---|---|---|
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| 6 | 7 | 8 | 9 | 10 |

મૂળાક્ષરો
સ્વર
અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ
વ્યંજન
ક ખ ગ ઘ ઙ
ચ છ જ ઝ ઞ
ટ ઠ ડ ઢ ણ
ત થ દ ધ ન
પ ફ બ ભ મ
ય ર લ વ
શ ષ સ હ ળ
ક્ષ જ્ઞ
બારાક્ષરી
ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ
સંજ્ઞાઓ
ા િ ી ુ ૂ ે ૈ ો ૌ ં ઃ
અંક
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
૧૦ ૨૦ ૩૦ ૪૦ ૫૦ ૬૦ ૭૦ ૮૦ ૯૦
૧૦૦